



શ્રી નવીન

# વિજયાવિજય

## નાટક-ગાયનો.

"શ્રી દેશી નાટક સમાજ" માટે.



રચી પ્રસિદ્ધ કરનાર

ઝવેરી. ડાહ્યાભાઇ ધોળશાજી.



મુંબઈ.

પારસી પ્રીંટીંગ પ્રેસ.



શ્રી નવીન

# વિજયા વિજય નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત

## શ્રી દેશી નાટક સમાજને માટે.

રચી પ્રસિદ્ધ કરનાર.

ઝવેરી. ડાહ્યાભાઈ ધોળશાજી.

આવૃત્તિ ૨ જી.



મુંબઈ
"પારસી પ્રીંટીંગ" પ્રેસમાં છાપી.
સંવત ૧૯૫૭-સને ૧૯૦૦.



કીંમત રૂ. ૦-૨-૦ (બે આના.)

श्री शान्तिनाथाय नमः

# શ્રી નવીન વિજયા વિજય નાટકનો ટુંક સાર.

## અંક પહેલો.

મંગળાચરણ.

પ્રવેશ ૧ લો—વલ્લભીપુરના વૃદ્ધ મહારાજા **વલ્લભસેન**. તેમનો પાટવીકુંવર **પ્હાડસિંહ** નાનો કુંવર **ગંભીરસિંહ**, પાટવી કુંવરનો પુત્ર **વીરસિંહ** તથા વૃદ્ધ **સેનાપતિ** વિગેરે રાજગુરૂ **સિદ્ધનાથ**નો ઉપદેશ સાંભળવા બેઠા છે ગુરૂ સિદ્ધનાથ "**ધર્મે જય અને પાપે ક્ષય**" એ સિદ્ધાંતનો ઉપદેશ કરે છે પાટવી કુંવરને એ ઉપદેશ રૂચતો નથી; એનો સિદ્ધાંત "**ચતુરાઇએ જય અને બેવકુફાઇએ ક્ષય**" એવો છે; કથા પુરી થાય છે. સઘળા દેવળમાં જાય છે; એક શેઠ એક બ્રાંચી અને એક રજપુત ત્રણ મુસાફર દેખાય છે. પનઘટ ઉપર બાળકુંવરથી રંડાએલી શીવલી નામે છટેલ દરજાણ તેની સખી સાથે આવે છે. પ્હાડસિંહ તેને જોઇ લલચાઇ તેની પાસે દોડી જાય છે ગુરૂ સિદ્ધનાથ પ્હાડસિંહનું કૃત્ય જોવા પાછળ જાય છે. મુસાફરોમાંનો રજપુત પ્હાડસિંહને પીછાને છે. દક્ષિણના રાજા **માધવસેન**નો પુત્ર પોતે **વિજયસેન** ગુપ્ત વેશે છે એમ જણાઇ આવે છે. પોતાની બ્હેન લીલાદેવીને પ્હાડસિંહ કેદ કરીને અહીં લાવ્યો છે તેથી ગુપ્ત વેષે **ગડબડસિંહ**નું નામ ધારણ કરી લીલાદેવીને છોડાવવા વીગેરેનો વિચાર કરે

છે. માઠા આચરણવાળો પ્હાડસિંહ અને દરજણનો મેળાપ; ગુરૂ સિદ્ધનાથનો ઠપકો; સિદ્ધનાથનો તિરસ્કાર, સિદ્ધનાથ શાપ આપી વલ્લભીપુર છોડી જંગલમાં જતા રહે છે; પુંજો મેરઇ ગુપ્ત રહી જુએ છે. જયમલ નામના દુરાચારી ખવાસને શીવલી માટે પ્હાડસિંહની ભલામણ. વૃદ્ધ રાજા અને કુંવરો દેવળમાંથી બ્હાર આવે છે. કેરીનું લુમખુ દેખી નાના કુમાર વીરસીંહનો નિશાનથી પાડવા આગ્રહ; નિશાન તાકવામાં ગુંથાએલા વીરસીંહને પાણીમાંથી નીકળી પાછળથી સાપ ડસવાની તૈયારીમાં છે. વિજયસેન નિશાનથી સાપને મારે છે. સઘળાની સમજ ફેર વિજયસેનના ઉપર ખુની તરીકેનો આરોપ; ભેદનો ખુલાસો; વિજયસેનને શાબાશી; ગડબડસિંહના ગુપ્ત નામે વિજયસેનનું જાહેર થવું વિજયસેનને પટાવતની પદવી, કુમારોની કેળવણીનું કામ અને સેનાપતિ સાથે રહેવા ભલામણ.

પ્રવેશ ૨ જો—દરજીઓનું પંચ. શીવલીના છેડા છુટકાની પંચાત. દલછો મેરઇ શીવલી અને પ્હાડસિંહના મેળાપની વાત જાહેર કરે છે. વૃદ્ધ રાજાની સ્વારી; દરજીઓની અરજી; પ્હાડસિંહને બોલાવીને તપાસ; વિજયસેનની સાક્ષી; પ્હાડસિંહને વિજયસેન સાથે વ્હેરનું બીજ; વૃદ્ધ રાજાનો પ્હાડસિંહને ઉપદેશ અને ઠપકો; પ્હાડસિંહના બેદરકારી ભરેલા જવાબ; નાનો પુત્ર વીરસિંહ પોતાના બાપને સમજાવે છે.

પ્રવેશ ૩ જો—જયમલ ખવાસ અને તેનો ગાંડીઓ દીકરો બેમાપા; પ્હાડસિંહના માઠા વિચાર જયમલ સાથે મસલત; ગાં-

ડીઆને સારી નોકરીએ ગોઠવવાની પેરવી; માથે ભાગેલો ગાંડીઓ અને જયમલનો વિવાદ.

**પ્રવેશ ૪ થો**—મ્હેલમાંથી નીકળી બગીચા બ્હાર પાઠ કરવા બેઠેલો ગંભીર કુમાર; પ્હાડસિંહની રાખ્ય ચંદ્રમુખીની દાસી અને દાસીના વેશે રાખેલી રાજપુત્રી લીલાદેવી બગીચામાં ફુલ વીણે છે. દાસીની અને લીલાદેવીની રાજકુમાર ગંભીરસિંહ વિષે વાતચિત દાસી જાય છે; દુઃખીઆરી લીલાદેવી; ગંભીર કુમાર સાથે પ્રથમ દર્શન અને પ્રેમ બંધન. વૃદ્ધ રાજાનું અકળાઇને બ્હાર આવવું; પ્હાડસિંહ લાગ સાધી ઘોબળે નખ દે છે; વિલાપ.

**પ્રવેશ ૫ મો**—વિજયસેનના વિચાર; સેનાપતિની પુત્રી વિજયા સાથે પ્રેમનું સૂચન; ગામના દેવળમાં વિજયા દર્શને જનારી છે માટે વિજયસેનનો ત્યાં જવા વિચાર; ગંભીર કુમારનુ આવવું; લીલાદેવી સાથેના ગંભીરકુમારના પ્રેમનું પ્રગટ થવું; વિજયસેનનું અનુમોદન, પ્રેમની અગન; વિજયસેનનું જવું; વીરકુમારનું આવવું; પ્રેમનો અભ્યાસી ગંભીરકુમાર, મદનની બલીહારી.

**પ્રવેશ ૬ ઠો**—દેવળ આગળ પ્રેમ ઘેલી વિજયા; સાહેલી સાથે સ્વપ્નની વાત ચિત; ગરબો. ભ્રષ્ટ ઘાનતનો પ્હાડસિંહ અને જયમલ, બાળાઓનું વીખેરાઇ જવું; વિજયાને પ્હાડસિંહ તરફથી ઇનામ; વિજયા અનાદર કરી જાય છે પ્હાડસિંહનો સેનાપતિને બોલાવી વિજયા સાથે લગ્નની માગણી કરવા વીચાર; માને તો ઠીક નહી તો સેનાપતિને ઠરાવ કરવા અને રા-

ણીજી વિજયાને બોલાવે છે એમ કહી જયમલ્લ મારફતે શી-વલી દરજણ પાસે પરભારી પોતાના વિલાસ ભુવનમાં લઇ જવા ભલામણ; દેવળમાં આવેલો વિજયસેન પાપીના વિ-ચાર જાણી જાય છે. અને પાપીનો પ્રપંચ પાયમાલ કરવા પ્રવર્તે છે.

પ્રવેશ ૭ મો—પ્હાડસિંહનું દીવાનખાનું; દાસીને દબાવી વિજય-સેન ગુપ્તવેશે દાખલ; રાણી અને પ્હાડસિંહ; સેનાપતિ સબંધી વિવાદ, સદ્‌ગુણી રાણીની રકઝક; પ્હાડસિંહ રાણીને ઠાર કરવા જાય છે; વિજયસેન નિશાનથી ઉગામેલી તરવારના ટુકડા કરે છે; પ્હાડસિંહ બીજી તરવાર લેવા જાય છે; વિજયસેન જાહેર પડી રાણીને લઈ ગુપચુપ નીકળી જાય છે; રાણીને બદલે દાસીનું મ્હોત; સેનાપતિ આવે છે, સેનાપતિ પાસે વિજયાની માગણી; સેનાપતિનો તિરસ્કાર; સેનાપતિને કેદ અને ઠાર મારવા જયમલ્લને હુકમ.

પ્રવેશ ૮ મો—વિજયા; શીવલ્લી દરજણ સમજાવે છે; વ્યભિચારી-ણીઓનો તિરસ્કાર. પ્હાડસિંહ અને વિજયાનો વિવાદ, વિ-જયસેન બચાવે છે.

પ્રવેશ ૯ મો—સેનાપતીને ગરદન મારવા તૈયારી; વિજયસેન બ-ચાવે છે. ટેબ્લો.

——:o:——

## અંક બીજો.

પ્રવેશ ૧ લો—રેવાજીના ઘાટ ઉપર સાધુમંડળ, રાણી; દાગીનાનું દાન; શેઠ અને ચાંચી, પ્રપંચ કરી સાધુ પાસેથી દાગીના પડાવે છે; સાધુ અને 'હાય સુડા.'

**પ્રવેશ ૨ જો**—વિજયા અને સાહેલી; સેનાપતિ અને વિજયસેન; વિજયસેનનો વિજયા સાથે ખાનગી હસ્ત મેળાપ; સેનાપતિ સિદ્ધનાથના આશ્રમમાં જવા ચાલી નીકળે છે.

**પ્રવેશ ૩ જો**—રાજાની રાખ્ય ચંદ્રમુખી; તેની દાસીઓ; લીલાદેવી; રાજા પ્હાડસિંહ; ઘણે દીવસે આવવાના કારણ સબંધી વાતચિત; ગંભીરસિંહનું નડતર કાઢવા વિચાર; આજ મ્હેલમાં જીવતો બાળી મુકવાની યુક્તિ; જયમલ મારફતે ગોઠવણ; વેશ્યાના બદલાતા વિચાર; ગંભીરસિંહને પોતાનો કરી લેવા પેરવી; લીલાદેવીથી વિવાદ અને તિરસ્કાર લીલાદેવી અને ગંભીર કુમાર; બાળી મુકવાની ઇસારતમાં ભુલ અને ચંદ્રમુખીનુંજ બળી મરવું. કુમાર અને લીલાદેવીનું બચી જવું.

**પ્રવેશ ૪ થો**—જંગલમાં રાણી; બજેલ ઘાનતના ઘાંચી અને શેઠ; રાણી યુક્તિથી છટકી જાય છે.

**પ્રવેશ ૫ મો**—પ્હાડસિંહ અને જયમલ; કુમારને બાળી મુકવાના બદલામાં ગાંડીઆને અંગરક્ષકની પદવી અને ઇલકાબ રાજમંડળની ગંભીરકુમાર માટે પુછપાછ; ગંભીરકુમારનું જ આવી પહોંચવું અને પાપીના હાથ હેઠા પડવા પરોઢીએ ગંભીર કુમારને મહેલમાંજ મળવાનો સંકેત ઠાર કરવાની યુક્તિ અને કુમારના મદદગાર વિજયસેનને દેશ તજાવવા પ્રપંચ; દાસી મારફતે દુધમાં ઝેર અપાવી વિજયાને માથે ઢોળી પાડવા પેરવી.

**પ્રવેશ ૬ ઠો**—વિજયા પોતાના દીવાનખાનામાં; શરમાળ વિજયા;

સેનની શરમ મુકાવે છે; દાસી દુધ હાજર કરે છે, જયમલ ગપ ગોળા રૂકે છે; વિજયસેનને વ્હેમ અને તિરસ્કાર; વિજયાને તરછોડી ચાલ્યા જવું.

**પ્રવેશ ૭ મો**—ગંભીરકુમારને લીલાદેવીએ પરોઢમાં પાંચ વાગે મળવા ચીઠ્ઠી લખી છે; રાજા પ્હાડસિંહે પાંચ વાગે મ્હેલમાં રહેવા હુકમ ફરમાવ્યો છે. ગંભીર કુમારનો ગભરાટ; વીરસીહને ઉંધુ સમજાવવું અને પોતાની જગ્યાએ સુવાડી લીલાને મળવા નીકળી જવું; પ્હાડસિંહ; જયમલ અને અંગરક્ષક ગાંડીઓ; ભુલમાં ગંભીરકુમારને બદલે વીરકુમારનું ખુન, પ્હાડસિંહનો પશ્ચાતાપ અને વ્હેર લેવા જયમલને મોકલવો.

**પ્રવેશ ૮ મો**—લીલાદેવી; પ્રભાતનું વર્ણન; ગંભીરકુમાર સાથે મેળાપ; અને પ્રેમની વાતચિત.

**પ્રવેશ ૯ મો**—વિજયસેન દેશ ત્યાગી જાય છે; વિજયા પાછળ જોગણવેશે દર્શન કરવા દેવળમાં પેસે છે; ગંભીરકુમાર ઘર ભણી; જયમલ પકડે છે; મારવાની તૈયારી વિજયા બચાવી લઇ જાય છે.

**પ્રવેશ ૧૦ મો**—વિજયસેન સિદ્ધનાથના વેશે.

**પ્રવેશ ૧૧ મો**—દક્ષીણના રાજા માધવસેનની કચેરી; વિજયસેન સિદ્ધનાથના વેશે; પ્હાડસિંહનો કાગળ અને લડાઇ તૈયારી; ગાન.

———:o:———

## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—સિદ્ધનાથનો મઠ; સેનાપતિ સાધુ વેશે; વિજયા અને ગંભીરકુમારનો પ્રવેશ; ગંભીરકુમારને મઠમાં રાખી વિજયા માધવસેનના રાજ્યભણી ચાલી નીકળે છે.

પ્રવેશ ૨ જો—મુડીવાળા સાધુ, વેશ બદલેલ વિજયા; બાપ દીકરાની વાતચિત લીલાને બચાવવા વિજયસેનનું પ્હાડસિંહની છાવણીમાં જવા નીકળવું, વિજયા પાછળ જાય છે.

પ્રવેશ ૩ જો—પ્હાડસિંહની છાવણી; વિજયસેન લીલાને બચાવી લઇ જાય છે; વિજયા મદદ કરે છે, પ્હાડસિંહનો અંગ રક્ષકો તરફ ગુસ્સો; લડાઇનો હુકમ.

પ્રવેશ ૪ થો—રાણી; શેઠ અને ઘાંચી; પાછા સપડાવે છે; ચોરોનો અણવિશ્વાસ, પોતપોતાના પોત પ્રકાસે છે; વિજય રાણીને બચાવે છે સિદ્ધનાથના મઠમાં વીંટીની નિશાની સાથે મોકલાવે છે; મુડીવાળા સાધુઓ; પગેરૂ ખોળતા રાણીની પાછળ ચોદ્ધાઓ જાય છે.

પ્રવેશ ૫ મો—જળમાર્ગે લડાઇ; વિજયસેન અને વિજયાની ચતુરાઇથી પ્હાડસિંહ કેદ.

પ્રવેશ ૬ ઠો—લીલાદેવી ગંભીર કુમારના વિયોગથી ફાંસો ખાઇ આપઘાત કરવા તૈયારી કરે છે. માધવસેન, વિજયસેન અને વેશ બદલેલ વિજયા આવી પહોંચે છે; વિજયા ગંભીર કુમારને મેળવવાનું બીડું ઝડપી જાય છે. રાજ્ય કેદી માધવસેનનો તિરસ્કાર અને પ્હાડસિંહને કચેરીના ચોકમાં ગરદન મારવા હુકમ.

પ્રવેશ ૭ મો—પગેરૂ ખોળતા ચોદ્ધાઓ; સિદ્ધનાથના મઠમાં સાધુ વેશે રહેલ સેનાપતિ, રાણી અને ગંભીરકુમાર સાથે બાંધળ ગચાવે છે; ગંભીરકુમારને લેવા આવેલી વિજયા આવી પ્હોંચે છે; સઘળાઓને માધવસેનના રાજ્યધાનીમાં લઇ આવે છે.

**પ્રવેશ ૮ મો**—સિદ્ધનાથના વેશે વિજયસેન અને વેશ બદલેલ વિજયા સિદ્ધનાથનો સ્ત્રી જાતનો તિરસ્કાર; વિજયાના જવાબ પોતાની સ્ત્રી સબંધી વ્હેમનો ખુલાસો; વિજયસેનનો પશ્ચાતાપ અને વેશ બદલેલ વિજયાને વિજયાની ખોળ કરવા વિજયસેનની ભલામણ.

**પ્રવેશ ૯ મો**—શેઠ, ઘાંચી અને જોગીઓનું ધાંધળ; માધવસેનનુ આવી પ્હોંચવું, વિજયા તરફથી ખુલાસો; પાપીઓને શાક્ષા.

**પ્રવેશ ૧૦ મો**—ફ્હાડસીંહને ગરદન મારવાની તૈયારી; સેનાપતિ સિદ્ધનાથ અને રાણીનું જાહેર થવું, માધવસેન; ગંભીરકુમાર ફ્હાડસીંહ માટે માફી માગે છે; ખરા સિદ્ધનાથથી ખોટા સિદ્ધનાથનું જાહેર થવું; બાપ દીકરાનો મેળાપ; વિજયા અને વિજય, લીલાદેવી અને ગંભીરકુમારના લગ્ન, અંતે 'પાપે ક્ષય અને ધર્મે જય' છેવટનો આનંદ.



# મુખ્ય પાત્રોનાં નામ.

| | |
|---|---|
| વલ્લભસેન... ... ... ... ... | વલ્લભીપુરનો રાજા. |
| પ્હાડસિંહ... ... ... ... ... | તેનો પાટવી કુંવર. |
| ગંભીરસિંહ ... ... ... ... | પ્હાડસિંહનો ભાઇ. |
| વીરસિંહ... ... ... ... ... | પ્હાડસિંહનો પુત્ર. |
| સેનાપતી... ... ... ... ... | વલ્લભસેનના સેનાપતિ. |
| માધવસેન... ... ... ... ... | દક્ષિણનો રાજા. |
| વિજયસેન... ... ... ... ... | તેનો પુત્ર. |
| જયમલ ... ... ... ... ... | પ્હાડસિંહનો ખવાસ. |
| સિદ્ધનાથ... ... ... ... ... | વલ્લભસેનના ગુરૂ. |
| વિજયા ... ... ... ... ... | સેનાધિપતિની પુત્રી. |
| લીલાદેવી... ... ... ... ... | માધવસેનની પુત્રી. |
| ચંદ્રમુખી... ... ... ... ... | પ્હાડસિંહની રાખેલી. |
| શીતલા ... ... ... ... ... | છટેલ દરજણ. |

રાણી–શેઠ–ઘાંચી–ગાંડીઓ–જોગીઓ–વિગેરે વિગેરે.

સ્થળ—વલ્લભીપુર–પાસેની નદી–ગોદાવરી કિનારો અને દક્ષિણનું રાજનગર.



### શ્રી પરમાત્મને નમઃ

# શ્રી નવીન વિજયા વિજય નાટકનાં ગાયનો.



## મંગળાચરણ.

સુત્રધાર— ૧

વંદન! વિભુ! મદનમાર!
સાર ન સમજે નર કે નાર
અલખ નિરંજન અપાર—જગદાનંદન–વંદન૦—
ભજન ભાજન સુજન સાજન
આગમ નિગમ સાર સાર
સકળ મંગળ નિધાન પ્રભુ—તાર તાર–વંદન૦—

નટીઓ— ૨

પરમ કૃપાળુ! પ્રભુ! વંદુ વિભુ! વિશ્વાધાર
અશરણ શરણ પ્રભુ! સુખ સાધક કલ્પતરૂ!

તારણ તરણ ચરણ આધાર—પરમ૦—
શાન્તિ સુંદરીનો શણગાર, ચિદઘન જ્ઞાતા દાતાસાર-પરમ૦—
ખલક ખેલનો પામુ પાર માગુ મુનીવર વર આવાર-પરમ૦—

## અંક પહેલો.

૧

રાજા-કુંવરો-સિદ્ધનાથ—

મદનરિપુ મ્હાદેવ ભજીલે શિવપુર પંથનો સાજ સજીલે
માયાની માયા કાયા ઝુલાવે સત્ય શરણ પ્રભુ ચરણ
સમજીલે—મદન૦—

જંજાળમાં ગુંથાઇને જગનાથને જીવ ના ભજ્યા
સંસાર રણમાં ઝુઝતાં બખ્તર ન ભકિતના સજ્યાં
કોડી કમાયો પણ નહિ ફુરસદ ન પળની પણ મળી
જમદુત જમદ્વારે લઇને નાંખશે ઉભો દળી
આળસ મુકી ઉઠરે નર મણીધર
મોહ મમત્વની કાંચળી તજીદે—મદન૦—

૨

"अच्युतं केशवं रामनारायणम्
कृष्णदामोदरं वासुदेवं हरिम् ।
श्रीधरं माधवं गोपीकावल्लभम्
जानकी नायकं रामचंद्रं भजे ॥"

શીવલી-- ૩

કહેને શે મન ભાવેરે એ બાળોવર-કહેને૦—
લોકો આંગળીએ બતાવે રે-એ બાળોવર૦—
દુનિઆ કહેતી નાર નઠારી રે—
વઢકારીને વળી વ્યભીચારી રે
સુડી વચ્ચે સોપારી રે-એ બાળોવર૦—
પોત પોતાનું સઉ કોઈ તાણે રે—
પતિવૃત બાઈ પળાવે પરાણે રે
જેને વિતી તે જાણે રે-એ બાળોવર૦—

શીવલી— ૪

અરે હું મસ્તાન પ્રેમની મને કોઈ ન છેડોરે
કોઈ ન છેડો રે—છેલા મને કોઈ ન છેડો રે—
લાચાર હું બિચારી છું—શીદ લ્યો છો કેડો રે
જુવાનીથી દીવાની છું—મારો છોડો છેડો રે—
"પ્રાણ દાન છે પ્રીતમાં પુછી કરજો પ્રીત '
પ્રાણ દાન તો સહેલ છે કઠણ પ્રીતની રીત"
આધાર તું કિરતાર મારો પાર બેડોરે—

૫

રાજા–કુંવરો–વિજયસેન—

સત્યનો જયજયકાર સત્યે પ્રભુ સહાયકાર
અંતે ધર્મે જય અને પાપે ક્ષય–વદેછે વેદ શિરોમણી
ચાર દહાડાનો ચારો નિહાળી, પાપી ગોધા અલમસ્ત ચરે
આમથી મારી આમથી કુદી, રંક દાબી મદમસ્ત ફરે

પુંઠે પીડાતાં, પાપી પીલાતાં, નિત્ય ખમે નુકશાન
રે ચતુર માનવી—અંતે ધર્મે જય
જીવ પુદ્દાં જુઓ પાપ દીવો જોઇ રત્ન જાણી ઝંપલાઇ મરે
જીવ મુસાફર ભાઈ ભુલી રખે, પાપ ધુમાડેથી બાથ ભરે
જમડા ઝાલે-તેવારે સાલે-ચેત ચતુર સુજાણ
રે ચતુર માનવી—અંતે ધર્મે જય૦—

૬

વીરસિંહ-પ્હાડસિંહ

નિત્યે મોટાના બોલો માથે ધરી લઇએ
નહીંતો વાડામાંના પાડા પેઠે પીડાઇએ
અરે જારે અરે જારે—બાપુ જુઓતો—નિત્યે૦—
વડીલ પુરૂષનું કહ્યું ધરે કાન—
વધે જગતમાં બહુ બહુ માન—
સદા સજનમાં મળે સન્માન—
ધરમ કરમમાં રહે નિત્ય ધ્યાન
બાપુ જુઓતો—અરે જારે અરે જારે—નિત્યે૦—

૭

જયમલ-ગાંડીઓ—

માથે ભાગ્યો છે ચોજારો આ ગાંડીઓ
ખાવા ન દે પીવા ન દે મુઓ સુવા ન દે
ચક ચક ચક ચક ઝનુનુનુ—માથે૦—
આનારા પાછળ રતન કુંવર આ
કાળા ને ધોળા કુંવર સાટે આ

ચક ચક ચક ચક ઝનુનુનુનુ
ભમા આપા ભમા આપા ભમા આપાભં—સાથે૦—

૮

લીલાદેવી-સાહેલી—

સાચો સાહેબ જગ કિરતાર—પોતે પ્રભુ ઉતારે પાર
સમરણ રટણ કરો નરનાર નિશ્ચે પામો ભવ નિસ્તાર
સકળ જગત છે શાન્ત સખી જો
અલખ નિરંજન નામ લખી જો-દે શાન્તિ દાતાર-પોતે૦—
લોચન મનનો જાગ્યો ઝઘડો
જાણું વિશ્વ સકળ સખી વગડો-કોણ સુઝાડે સાર-પોતે૦—

લીલાદેવી—

૯

હું દુખીઆરી નિત્યની ખૂબ બળી થાઉં ખાખ
રોમ રોમમાં સળગતી પરવશતાની આગ
મુજથી પંખી પણ સુખી જીવ ચાહે ત્યાં જાય
પરાધિનના ઉમળકા જળ સમ વ્હેતા જાય
પૂછુ પગે પડી હે દીન બંધુ
પરવશતાની શીદને બેડી જડી—હે દીન બંધું—
શું ભાગ્યશાળી વ્હેની કળી તું
હોંશે હસે પતિ—રંગે રમે પતિ—ખોળે ચઢીતું-હે૦—
જોતું રીઝેતો જગપતિ દેજે
ગુણી પતિને—રૂડી મતિને-સાથે પતિવ્રત—હે૦—

૧૦

લીલાદેવી-ગંભીર—

નથી પ્રેમ નીપજતો કાંઈ વાટે કે ઘાટે
નથી પ્રેમ વેચાતો મળતો દોશીડાને હાટે
લોભના લગડે નહિ લાધે-પ્રેમ તણું પરવાળજો
સ્વારથ કાકા કોચ્ચા કોટે નહીં પ્રીત મોતી માળજો
પ્રેમ રત્ન કયાં પાકે પ્રમદા-બોલો વચન રસાળ બાળા
પરમ ભેદુ પ્રેમાળ બાળા-પરમ ભેદુ પ્રેમાળ નથી૦—
રસીક હૃદયથી રસીક હૃદયને ભેટાડે ભગવાનજો
કોમળ સરળ હૃદય સંગમ એ પ્રેમ રત્નની ખાણુજો
રાજા નહિં શું રસીક હૃદયના-મદથી મહા વિકરાળ રાજા
ધુતારા ધોતાળ રાજા—ધુતારા ધોતાળ—નથી૦—

૧૧

લીલાદેવી-ગંભીર—

છોડો મારો છેડોરે છબીલા
બોલો બાળા બોલોરે શાં ઘેલાં
છળ બળ છાંડોરે છેલા-વ્હાલી હવે સમજો વ્હેલાં-છેડો૦
સલુણા પ્રીતિમાં સમજ નથીરે
પ્રીતિની પોથીમાં સમજ નથીરે
જકમાં છોજી ઝુકેલા......................
લાડી છો લાજે ડુબેલા......................—છેડો૦—

લીલા-ગંભીર ૧૨

ભાવથી ભેટ આ ભોળીઆ રાજા
માનુની જાળવશું એની માઝા.

લ્યો...આ.....વાહ......—ભાવથી૦—
તન મન ગુંથ્યું સાથે—જોજો પીલો હાથે આ...
સલુણી છે શીર સાટે—મધુરી પ્રીતિ માટે આ—
પ્રીતે પ્રિયા સદા જતન કરીશ હું—ભાવથી૦—

૧૩

કુંવરો વીગેરે—

અરે ક્રુર કાળ હાહા જગરાય ખાય હાય
શુન્યકાર સૂર્ય જાતાં અંધકાર છે તમામ
દુનિઆની તુચ્છ માયા છે મુસાફરી મુકામ—

ગંભીર--

૧૪

છે અજબ પ્રેમની અગન (૨)
લાગી જેને પ્રેમની લગન લગન—
જેને લાગી પ્રેમની લગન-ગણે નહીં વિઘન—
ચઢે ઝટ ગગન—પ્રેમની અગન—છે૦—
આંખો છતાં પણ નજર નથી નંખાતી
બુદ્ધિ છતાં પણ વાત નથી સમજાતી
એક પ્રેમ અને પ્રમદાને સોંપ્યું તનમન—છે૦—
ભૂલું પરાણે પણ થાતા ભણકારા
ઝાંઝર હૃદયમાં ઝણુણુ કરે ઝણકારા
પ્રિત વચન વીણાનો નાદ નચાવે થનથન—છે૦—

ગંભીર—

૧૫

મદનની શું બોલું બલીહારી—મદન૦
પ્રેમી સાથે પ્રમદા સાધણ અજબ ધનુષ્ય ધારી

રસીક રતિ વલ્લભ જાઉં વારી
ભોજન પ્રેમ કનક થાળે વળી પીવા રસ ઝારી—મદન૦—
મદન તુજ રાજ્ય છટા ન્યારી
પ્રેમ ભીખારી પ્રેમ અમીર છે પ્રેમ છત્રધારી—મદન૦—

વિજયા— ૧૬

મોહન તારી સુંદર સુરત નાજુક જીવને જાદુ કરે રે
કાચા સુતરને તાંતણે તાણી પ્રેમ કેદમાં કેદ પુરેરે—
મોહન૦—
ભોળી સુરતમાં ફંદ આ કયાંના ધૂતારાના ઢંગ ખરેરે
મંતર જંતરજાદુ સમાવા મદનની ચેલી હું તો બનીરે—
મોહન૦—
આ દિલ બુલબુલ અજબ ખુબીથી—લોભ લગાડી બાંધી લીધુંરે
ભૂખ્યું તરસ્યું શીદને રીબાવે કહે કાંઈ તારૂં ખાધુ પીધુંરે
—મોહન૦—

વિજયા— ૧૭

સખી સેજ સમારી હું તો સહજ સુતીતી
ઠંડી મંદમંદ વાયુની લ્હેરો વ્હેતીતી
આવ્યા નવલ કિશોર—મારા ચિતડાના ચોર—
એની લટકજ ઓર—
નયણે લોભાવી—બાવરી બનાવી—મને ગભરાવી
અટકયાળે મારી શરમ તજાવી—
ભુજદંડે અચબુચ અકળાવી—સખી૦—

નયણે નચાવે જતાં—હસી હસી સામું જોતાં—
મુંગે મુંગા જોત જોતાં—પ્રીતિરસ પાતાં પીતાં—
લટકાળે લાલે મારી લાજ લુટાવી—
અટકચાળે ઝટપટ અટકાવી—સખી૦—

(ગરબો) ૧૮

ત્રિજયા-સાહેલીઓ—

પ્યારા પ્રીતમનાથ—જગનાથ સાથ નમીએ નિત્ય
નયણાં ઝરી
શાણા સ્વામી સંગાથ—રહીએ હળી મળીને બ્હેન
હેત હૈયે ધરી
દિલહર તો છે અનાથ નાથ—શાણા૦—
મંદ પવન પ્રીત ઉપવને—મનહર પીયુ માળી
પ્રેમ માળ પ્હેરાવીને—હસી હસી દે તાળી
તાળી દઈ જોશે રસિકવર ન્યાળીને
ધન્ય ભાગ્ય બાળારે મનહર મ્હાલી જે
ચંદ્રવદની ને ચાંદની—ચાતુર નર સંજોગ
પૂરણ પુણ્યે મેળવે-ભાગ્યવંત એ યોગ
લ્હાવો સખી સંસારનો એક લહીએ સુખી સંસાર
પરણ્યાથી પૂરણ પ્રીતડી જેમ ગોળે રૂડો કંસાર
વ્હાલાથી વ્હાલે મ્હાલે માનુની-સીતારામ સરીખે
સંસાર—પ્રભુ રીઝે તે
મનના મનોરથ પૂરે ત્રિભુવન નાથ—

પ્રેમ છબી રસિયા રસિક પૂજુ મારી પ્રેમ
દેવ દયાળ નિભાવજે પતિવૃતપણુનો નેમ—પ્યારા૦—

વિજયા—

૧૯

પ્રમદા જે કોઈ પરમ પ્રવીણ પ્રેમીપતિ પીછાણે
ધન ધન્ય તે પરણેલ પતિને પ્રભુજી સમ પ્રમાણે
સ્વામિની સંગે સુધારસ ચાખે ઝેર વ્યભિચાર સ્વપ્ને ન ઝાંખે
પ્રીતિ ભોજન જમે પંચની સાખે રંચ પ્રપંચ પતિથી ન રાખે
પરનર તણો છાંયો નરકજ નાણું
અલબેલા પતિથી અમૃત જમી જાણે—પ્રમદા૦—

૨૦

વિજયા-સાહેલીઓ—

રઢીઆળા રણધીર શાણા રાણા શુરવીર
રજની થોડી રહી—રઢીઆળા૦
વ્હેલા વ્હેલા પ્હોચો વીર- પામરની જાણી પીડ
રજની થોડી રહી-રઢીઆળા૦—
વિધાતા વેરણ થઇ, કે કોપ્યા કીરતાર
સાચ ડુબશે સાહ્યબા, વેગે કરજો વ્હાર
હે માલિક મ્હાવીર, રાંકડાના રાખોનીર
આશા કોઈ અવર નહીં—રઢીઆળા૦—
ભગતની ભાગો ભીડ, ડુબ્યાને દેખાડો તીર
સહુ સંગી એક છે તુંહી—રઢીઆળા૦

સેનાપતિ— ૨૧

મનહર નિશ ભજતું રામ નામ
આ જીવને જે આરામ ધામ—મન૦—
મરકટ મનડુ આ થન થન કરતું
કરી મોહ માયા મદિરા પાન
પાન પાકુ આ કાયા પડશે
પામ પામ મૂઢ રામ નામ—મન૦—

## અંક બીજો.

જોગીઓ— ૨૨

રેવાજી કે ઘાટપેં ભહી સંતનકી ભીડ
તુલસીદાસ ચંદન ઘસે તિલક કરે રઘુવીર
રામ રામ સીતારામ રામ રામ સીતારામ
રામ ઝરૂખે બેઠકે સબકા મુજરા લેત
જેસી જીનકી ચાકરી વેસા વાકુ દેત
રામ રામ સીતારામ રામ સીતારામ

૨૩

શેઠ-ઘાંચી-જોગીઓ—

અધધ ધધધ આટલું ધન!!!
અબબ બબબ આટલું ધન!!!
અરે થયા ન્હાલ, અહાહા ન્હાલ, અહોહો ન્હાલ-અધધ૦—

પછી હું તો ગાદીએ બેશીશ આમ
બંદા ભાઈ મ્હેલાં વસાવશે ગામ
લાવું એક નાનકડી શેઠાણી
હું તો બા ઘાલીશ સોનાની ઘાણી—અધધ૦—
થશે શેઠ સાહેબને તો સલામ
બંદા તો બડેજાઓ મ્હેરબાન
(ઝાલો આ પેલા પાપી નાદાન)
આવીજ્યા મૂરતમાં મ્હોકકાણુ
જમાદાર—હું—ઉંહું હું હું—હું
હટો અમે દીવાનના મેમાન—હરામી જોગટા તુંજ નાદાન
બચી ગયા હાશ અહાહા હાશ
હાય અન્યાય—આ મુડી મારી જાય—મારી મુડી જાય—
હાયરે હાય
ગણો પોબાર (૨) હાયહાય મુડી ઓ હાયરે હાય—
હાય મુડી હાય—

૨૪

વિજયા—સખી—

રંગ રસીઆ મારે મન વસીઆ ખસેડયા ખસેજ કેમ
ગુણ દરીઆ પ્રીતિ રસે ભરીઆ હૈડે રહેશે હેમ ખેમ
વા'રેવા' ત્હારી બુદ્ધિની બલીહારી વારી જાઉં
પ્રભુ પુરો કરે તારો પ્રેમ નેમ—રંગ૦—
લાગી લગની જેની સજની મન મનાવી લે
એલી ઝટપટ પ્રીત થાળે મન શ્રીફળ ભેટ કરે છે ક્ષેમ

હવે ચાલો—વ્હેલા ચાલો—પ્રભુ પુરો કરે તારો પ્રેમ
નેમ—રંગ૦—

૨૫

ચંદ્રમુખીની દાસીઓ—

બલમારે ચૂંદરવા મોહકું લાલ મંગા દે
જેસી તોરી પધીઆં બાલમ લાલ રંગા દે—બીલ૦—
રંગ રંગીલી ઓર ચટકીલી
ભોર ભોર મંગા દે—બીલ૦—
ઈસ દુનિઆ દરમીઆન ના કોઈ વતનદાર રહેવાસી
કોઈ આજ ચલે કોઈ કલ મુસાફર હે સબ પરદેસી
નગર તુમારા રખો મુસાફર, ચલે વતન અપને
બોલા ચાલા માફ મિલેગે ફિર કબુ સપને—રંગ—

લીલા— ૨૬

અજબ છે ગમ્મત રમત પ્રીતિની
રસિક વિના નહી સમજ પડે રે—
સદાય આનંદ મગન મગન મન
આનંદ વિના નહી નજર ચઢેરે—
ન ચેન દીલને શરીર સુખી નહીં—
રાત દિવસ કંઇ ચેન પડેરે—
અજબ છે તોયે કોક અલોકિક—
આનંદ આનંદ નજર ચઢેરે—
મળે કદાપિ જો મન મોહન તો—
શીતળ પવન ઉપવન સુખ કરતાં

જમામ જામો તજી તુરત હું—
મજુ મોહન ઝટપટ મન હરતાં—

૨૭

ચંદ્રમુખી-લીલાદેવી—

ધન ભાગ્ય પધાર્યા ભમરા—છો દિલહર ડાહ્યા ડમરા—
કમળાપતિ આપ હુ કમળા—રસીઆ રસીક શણગાર
તું પ્રેમ બતાવે ખોટો—પાતર ઘર પ્રીતિ તોટો
નહી ગુલાબ હજારી ગોટોરે—તું૦—છટકેલ છટેલી નાર
શૃંગાર મઝા નહી માની—ફોગટ સમજો જીંદગાની
છે ધરમ કરમ ધૂળધાણીરે—શ્રૃંગાર—રસીઆ૦—
છે વિશય વિષનો પ્યાલો—જમપુર નક્કી જ્યાં ઝાલ્યો
ભવ એળે મદનથી મહાલ્યોરે—છે—છટકેલ૦—
હજુ કુંવર તમે છો કાચા—નથી શીખ્યા મદનની વાચા
નથી નયન મુરલીએ નાચ્યારે—હજુ—રસીઆ૦—

લીલા— ૨૮

ધન્ય તને ( વાહવાહ ) રંગ તને ( ઓહો )
દાખલ કરવા વાળી મોહ જાળમાં—ધન્ય૦—
ભરી બજારે વિદ્યા શીખી કુમારને શીખવવા આવી
ભોળી સુરત એ ભાળીને ભુંડી શું તારે મન ભાવી
જાજા કૂવડ ફરતાં ફૂદાં ફાંદે નાંખી પેટ ભરીખા—ધન્ય૦
ધંધો તારો વ્યભિચારનો નાથ હજારો નિત્ય નવા છે
હૈયે બીજો હોઠે ત્રીજો જોઈ લેજો આ પતિવૃતાને—ધન્ય૦—

શેઠ-ઘાંચી— ૨૯

બન્યા બન્યા આ તો પુરા બન્યારે
ગુજરાત ખોઈ હવેલી લેતાં-પુરા બન્યારે બન્યા
બાધીની આશાએ આ તો આધી પણ હા ખોઇ
વિષ્ટામાં મ્હોં ઘાલ્યું તે ખોઈ ભુંડ રહ્યા આ રોઇ
ધોબીના કુત્તાને નવ રહી હાય વાટ કે ઘાટ-બન્યા૦—

વિજયા— ૩૦

જરી એક ઘડી મોડો ઉગજે ચાંદલીઆ
સુના સલુણા વિના માળીઆ-જરી૦—
કમળ વિકસશે વિરહીણી બળશે
અમૃત ઝરશે હૃદય ઉછળશે
પતિ પ્રભુ ન પધારીઆ-જરી૦—

૩૧

વિજયા-વિજય—

ઓ મારા લાજાળા લાડકડા લાજ પડતી મુકો
ઓ મારા શરમાળા શામળીઆ ચેતો ચાતુર ચુકો
બ્હીનો છો શાને ન્હાયરે આ બાવળિઆજી
સુંવાળી જેવી શાલરે નહી ધાબળીઆજી
પાણીથી થઈ ચુકી પાતળી ઓ પાતળીઆજી
રહેવા દ્યોને રહેવા દ્યોને
રહેવા દેતાં રહેવા દ્યોને—રે હઠીલી બાળા
રે હઠીલા વ્હાલારે—છો મનના મેલારે

છો પ્રેમ ઘેલાંરે—ઉંહુંહુંહું રહેવા ઘોને-થવા ઘોને
હાહાહાહા—ઓ૦—

વિજયા— ૩૨

અરે ઓ નાથ ભુંડીને વગર વાંકે શું તરછોડો
ભલે તરછોડો ઓ સ્વામી તથાપિ મ્હો ન મચકોડો-અરે૦—
નથી કે હું ગુન્હેગાર હું પ્રભુ જાણે છે તે તો સઉ
ફિકર તેની તો નહી કંઈ નાથ-
દુઃખી છો આપ ફિકર બહુ બહુ-અરે૦—
ગળે એકવાર લગાડી લ્યો-હવે તો ત્યાંજ દિલ અટક્યું
રીસાયુ ભાગ્ય મારાથી-તમે પણ નાથ રિસાશો શું-અરે૦—

વિજય— ૩૩

છળબળ ફેલ લટપટ મેલ ઓ કાળાં કરનાર
ભોળા ભુલો—વ્હેમે ઝુલો—પાપે ડુલો
જગ ઠગનાર નિશ્ચયનાર, બહુ બહુ ઘાલી ટોળ
ભોળા ભુલો ...........................
ઓ નારી નાદાર—છે તુજને ધિક્કાર
જો ચાલે તો ભગવતને પણ ઠગવા તું તૈયાર—

લીલા— ૩૪

મંગળા સમયે લઇએ મંગળ પ્રભુનુ નામ
મંગળ પ્રભુનું નામ મંગળ પ્રભુનું નામ—મંગળા૦—
શાન્ત પવન શાન્ત મન સૃષ્ટિ સકળ શાન્ત શાન્ત
શાન્તિ મંદીર અંદર પેશી ભજીએ પ્રભુજી શાન્ત ધામ-મંગળા—

પંખી સકળ કિલ કિલ કરે—અંધકાર દૂર ટળે
જ્ઞાન રસણ રટણ કરી લે તો દીસે રવી તેજ ધામ—મંગળા—

લીલા— ૩૫

પિયુ બોલોરે—વ્હાલા બોલોરે—લાલા૦—
પિયુજી આવીને શું પાછા વળ્યા—પિયુ૦—
મુરત ચુકયા શું મન મોહન
ભોળા ભમાવ્યા શું કોઈ ભુંડીએ
છાના છાના છેલા આવી મળો—પિયુ૦
તનમાં છે લાગી રસીક તાલાવેલી
બાળા હું પિયુજી કરૂ કયાં પોકાર
વ્હાલા લગાર વિચાર કરો—પિયુ૦—

૩૬

ગંભીર—લીલા—

રમણી રસીલી વાહ્‌રે વાહ્‌
શાલુણી ઠગાયા હા હા હા—લ્યો લ્યો લાલા કેવા બનાવ્યા
—રમણી૦—

કર્યું સાદુ સાદુ જાદુ મેં મેદાનમાં
જા માગ્ય માગ્ય માગી લે કંઈ દાનમાં
એક મન્ત્ર માગું આવે છે કંઈ ધ્યાનમાં
જા દીધું મન્ત્ર રાખશો કયાં આણમાં—રમણી૦—
મૂર્ત પામી ગઇ અહાહા..........મનહર નાથ

ના નહી છોડું ઉંહુંહુંહું........બાળા હવે બાથ
ચાલો ઝાલી હાથ—સલુણા સંગાથ—સન્નેડે સીધાવો હાહા હા
—રમણી૦—

વિજયા—

૩૭

પ્રિતમની પાછળ હું જોગણ બની
વહાલાની વાંસે વિજોગણ બનીરે—પ્રિતમ૦—
લજ્જા ડુબી—પ્રીતિ ડુબી—ડુબ્યું આશા ફુલ—
સ્વાર્થ સારૂ જોગ સાધે વિષ્ણુ ધારીત્રિશુળ—
જોગણ બની-પ્રિતમ૦—
મમત બાંધી મસ્ત બની છું-લાગતાં કલંક ડંખ—
સીતાએ પેઠાં બળતી ચિતામાં—કાઢવા કાળુ કલંક—
જોગન બની-પ્રિતમ૦—

૩૮

વિજયા-ગંભીર—

ટગુ મગુ તનતો થઈ રહ્યું
પણ મન માંકલડુ હસતુ હરતુ ફરતુ ના મટયું રે
મરૂ મરૂ દેહ થઇ રહ્યું
પણ દીવા પાછળ તરફડ કરતું ફરતુ ના રહ્યું રે
સંત નિરંતર સાર બતાવી—પામ્યા અંત
મન તથાપિ રોજ—માયા—ઘટમાં રમે
નથી સાનકે સમજ—નથી કાંઈ સાનકે સમજ
સમજ રજ—મન માંકલડું—

નાચનારીઓ— ૩૯

| અખીઆં અલસાની પ્રિયા સેજ ચલોને
લાલ પલંગપર પચરંગી ટકીઆ—ઉપર ચાદર તાણી—
હળુ હળુ પાઉરે ધરો મોરે સજના—જાગેછે નણંદ જેઠાણી—

---

## અંક ત્રીજો.

જોગીઓ— ૪૦

લે પ્રીત પ્રભુજીથી જોડી રે'શે અંતે રાખોડી
કાયા માયા તનુજને જાયા મળશે મહિં માટોડી
ચારે તરફથી સળગતું જોશે; પાપી ર્હેશે પોઢી—રે૦—
દૂર જવું ઘર બા'ર મુરખડા, ધર્મ શરણ કર દોડી-રે૦—
પુણ્ય તણું લે ભાથું બાંધી, પછી ખીંટીએ જાણ પીછોડી
—રે૦—

૪૧

ગંભીર-વિજયા—

દીલગીર દુઃખમાં ન થા ભાઈ ભોળારે—
દીલગીર દીલમાં ન થા બ્હેની મારીરે—
દુઃખ દાવાનળ ચેત્યો ચારે તરફથી
શરણમાં એક રહ્યા સીતા શ્યામ—મારારામ—મારા
રામરે—દીલગીર૦—
જનમતાં પ્હેલાં પ્રભુ કીધી જાળવણી—

વીપત્તિમાં વ્હારે ચઢો સીતા શ્યામ—મારારામ મારા
રામરે—દીલગીર૦—
નવીન અંધારી આવી નશીબની—
તમે પ્રભુ મંજ માંહિ છો તમામ—મારારામ—સીતા
શ્યામરે—દીલગીર૦—

લીલાદેવી— ૪૨

હાવી વખતે રે હાવી વખતે હાવી વખતે
પ્રભુ મુજને લેજો ઉધારી હાવી વખતે
મોહ લાલચમાં મન લપટાણું, હારી હરી તુજ શરણે–રે૦—
કાયાની કોટડી આરે પુરાણી અરપણ ભગવત ચરણે
—રે હાવી વખતે૦—
ઉંચે આભને નીચે ધરતી છેવટમાં છુટકો છે મરણે
—રે હાવી વખતે૦—

૪૩

શેઠ-ઘાંચી વીગેરે—

જો આ પગલું (૨) આ પ્હેલું આ બીજું આ ત્રીજું
આ સાંધું સરરર સટ
એ આ એ આ એ આ ના ના
ચોર પગેરૂં જાય છે–શું ડાળું શુંચાય છે–લાગ હાં સધાય છે
લાવ મારો દલ્લો લે દલ્લો લે દલ્લો
લાવ મુડી—મુઆ અરરરર હત
દરબારી તો ચોરી ગયા ને ઘરબારી લુંટાય
જગલાજી તો જમી ગયા આ ભગલાજી ટીચાય

ચોરની આ કોઠીમાં પેશીને રૂએ
સાંભળો જોગી બાપજી—મુડી મ્હેલી આપજી
ભાઈસાબ ઉકલ્યું આ પગલું—એ આ પગલું—
હું આ પગલું—ચાલ્યું ગડડડ ગટ—

વિજય— ૪૪

આખી આલમને ઠગનારી—જાણો નીચ જાતી નારી
લટકે ચટકે કામણગારી—નાંખે ભલભલાને મારી (૨)
રડતી મરમમાં—હસતી ભરમમાં
એક ટકાનું જોબન આપી ભવહીરો હરનારી—આખી૦—

વિજયા— ૪૫

આખી આલમ મન હરનારી—માનો મોહિની એ નારી
લટકે ચટકે મનડુ ઠારી—નાંખે પ્રાણ પણ એ વારી (૨)
સુખમાં વિલાસે—દુ:ખમાં દિલાસે
તુચ્છ ટકાનું જોબન જગમાં ઈન્દ્રપુરી કરનારી—આખી—

૪૬

વિજય—

પીરશેલ થાળી ઠેલી તરછોડી મોહન વેલી
મૃગનયની વ્હેમે મેલી—હાંહાં હાય વિપદવનમાં—પીરશે૦
આંતરડી આજ કકળતી નારી હશે નહી રડતી
રડતી જો નજરે ચઢતી—કહેજે આ બધુ તું ધ્યાન—પીરશે૦
આંસુ મોટું આંખથી પાડે ત્હારો નાથ
હેત હોય તો ઝાલ જઈ હીણ ભાગીનો હાથ-પીરશેલ૦—

"માઝા ફેંકી આંધળે માનુની કરજે માફ
કેહેજે મારા મિત્ર તું સંદેશો આ સાફ—પીરશેલ

અથવા— ૪૭

વિજય છે વિજય નેકી ટેકીનો વિજય
અભય છે અભય સદાચારીનો અભય
પાપી પહેલાં તો ફુલાય પછીથી પુરા પસ્તાય
પારો ખાઈ રાજી થાય વિના મોતે માર્યા જાય
સજી લઈ સદજ્ઞાન ભજી લેજે ભગવાન
અંતે પાપે ક્ષય થાય અને ધર્મે જય થાય—વિજય૦"

